નંબર ૬ ઠો. ૪૬૦૭ ગુજરાતી. No. VI.

# લેખન કળા

સ્કુલ ........................ વિદ્યાર્થી ........................

---

કેળવણી ખાતાના મેહેરબાન ડિરેકટર સાહેબે પસંદ કરીને મુંબઈ ઇલાકાની નિશાળોમાં ચલાવવાને મંજુર કરી છે.

## THE ART
## OF
# WRITING GOOD GUJARATI HANDS

BEING

A graduated series of letters and figures of different sizes in six numbers.

---

માલીકો અને પ્રગટ કર્ત્તા આતમારામ અને દલાભાઈની કંપની.

**BOMBAY.**



NEW EDITION. Price 2 Annas.

કીમત ૨ આના.

**Lithographed at the Bombay City Press and Printed at the "Governdhan Mudralaya" 49, Cowasji Patel Tank Road.**

ઉ

જ્=જમે એટલે બીજા માણસ પાસેથી આપણે ત્યાં આવેલી જે રકમો તે.

ઉ

ઉ=ઉધાર એટલે બીજા માણસને આપણે ત્યાંથી આપેલી જે રકમો તે.

## દેશાઈ મોતીલાલ પરશોતમદાસનું ખાતું — ઈસવી સન ૧૮૯૦.

| | |
|---|---|
| ૪૨૫) રોકડા તારીખ ૨૧ મી માર્ચ ૧૮૯૦. | ૫૦૦) રોકડા તા. ૨૫ મી માર્ચ ૧૮૯૦. |
| ૨૧૦।= રોકડા તારીખ ૨૪ મી મે ૧૮૯૦. | ૧૦૫।= માલ તા. ૨૦ મી એપ્રીલ ૧૮૯૦. |
| ૫૦) રોકડાં તારીખ ૨૦ મી જુન ૧૮૯૦. ન. દિને ફા. ઝવેરચંદ હીરજી. | ૮૦) બાકી લેણા દીવાળી બાકી કાઢી કાઢ્યા છે. તા. ૩૧ ડીસેંબર ૧૮૯૦. |
| ૬૮૫।= | ૬૮૫।= |

## રસીદ (પોહોંચ)

મુંબાઈ, તા. ૨૫મી જુલાઈ ૧૮૯૦.

શેઠ એદલજી આદરજી અંકલેશ્વરીઆ પાસેથી અમોને રૂ. ૧૦૧) અંકે એકસો એક અમારા લેણાને પેટે મળ્યા છે. તેની આ પોહોંચ લખી આપી છે.




રૂ. ૧૦૧ (સહી) દાદાભાઈ દીનશાજી દાવર.

## રસીદ (પોહોંચ)




## પ્રોમિસરી નોટ

મુંબાઈ, તા. ૫મી એપ્રિલ ૧૮૯૦.

રૂ ૭૫-૧૨-૦

આજની તારીખથી ચાર મહીને મી. ટેમ્સ હેરીન્ગટનને અથવા તે જેને અપાવે તેને રૂ ૭૫-૧૨-૦ જેનો મને અવેજ મળેલો છે તે રકમ આપવાને હું બંધાઉં છું.




(સહી) જેમ્સ જે ક્રીસ..

## પ્રોમિસરી નોટ



લંડન, તા. ૨૮ મી જાનેવારી ૧૮૯૦.

મી० જેહાંગીર બેંજનજી કરાણી બુકસેલર - મુંબાઈ.

મીસીયર્સ જ્યાર્જ રૂટલેજના છોકરાઓની કંપની.

જો.બ.ક.

| | | | |
|---|---|---|---|
| ૨૦ નકલ સ્ટેન્ડર્ડ લાયબ્રેરી ૬૨ પૌં. ૦ - ૨ - ૬ | ૨ | ૧૦ | ૦ |
| ૨૪ " લેમ્બ્સ ટેલ્સ " પૌં. ૦ - ૪ - ૦ | ૪ | ૧૬ | ૦ |
| ૪૦ " સ્પેલિંગ બુક્સ " પૌં. ૦ - ૧ - ૩ | ૨ | ૧૦ | ૦ |
| નક્કી પૌન્ડ. | ૯ | ૧૬ | ૦ |
| ખર્ચ. | | | |
| પેટી ૩૦ × ૨૦ | ૦ | ૧૦ | ૦ |
| ડૉકમાં લઈ જવાનો ખર્ચ | ૦ | ૨ | ૦ |
| સ્ટીમરનું નુર | ૧ | ૫ | ૦ |
| વીમા પૌન્ડ (૧૨) નો | ૦ | ૪ | ૬ |
| કુલ પૌન્ડ | ૧૧ | ૧૭ | ૬ |

મુંબાઈ, તા. ૨૫મી માર્ચ ૧૮૮૮.

## મી. પીરોજશા પેસ્તનજી પટેલનો મી. કૉટન કંપની સાથેનો હિસાબ.

| જમે. | | | | | ઉધાર. | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧૮૯૦. | | પૌં. | શિ. | પે. | ૧૮૯૦. | | પૌં. | શિ. | પે. |
| ૨૫ જૂન | સીલક | ૨૩ | ૭ | ૫ | ૨૫ જૂન | કરકંસરના | ૦ | ૬ | ૪ |
| ૪ જુલાઈ | માલ | ૧૮ | ૧૫ | ૪ | ૪ જુલાઈ | માલપાછોઆવ્યો | ૨ | ૧૨ | ૦ |
| ૫ અગસ્ટ | માલ | ૨૫ | ૦ | ૦ | ૧ અગસ્ટ | રોકડા | ૫૦ | ૦ | ૦ |
| ૩ અકટોબર | માલ | ૨૦ | ૧૦ | ૦ | ૬ અકટોબર | ચેક. | ૧૦ | ૦ | ૦ |
| ૫ નવેંબર | માલ | ૫ | ૨ | ૦ | ૫ નવેંબર | રોકડા | ૨૦ | ૮ | ૪ |
| ૮ ડીસેંબર | માલ | ૨૫ | ૯ | ૦ | ૨૫ નવેંબર | ચેક | ૫૦ | ૪ | ૬ |
| ૧૫ " | માલ | ૫૦ | ૨ | ૬ | ૨૦ ડીસેંબર | ચેક | ૧૦ | ૦ | ૦ |
| ૨૬ " | માલ | ૨૦ | ૮ | ૦ | | સીલક | ૪૫ | ૩ | ૧ |
| | | ૧૮૮ | ૧૪ | ૩ | | | ૧૮૮ | ૧૪ | ૩ |

સીલક ખેંચી બાકી કાઢી પૌં. ૪૫-૩-૧.




સ્વસ્તિશ્રી સુરત બંદર મહાશુભસ્થાને પૂજ્યારાધે શ્રી પાંચ શા. અમથાચંદ પુંજાલાલ. જોગ શ્રી મુંબાઈ બંદરથી લા. શા. વખતચંદ હીરાચંદના જેગોપાળ વાંચજો. જત અત્રેથી રાખ્યા પા. બેચરદાસ ઝવેરીલાલ પાસેથી રૂપીઆ ૧૦૦૦) અંકે રૂપીઆ એક હજાર પાંચસોથી બમણા પુરા રોકડા લીધા છે. તેની મુદત હુંડી પોહોંચ્યાપછી દિન ૪ ની નામે શા વેપારી જોગ રૂપીઆ હુંડીના ગ્રથ ઠામ ઠેકાણું ચોકસ કરી આપજો. નિશાની એ જ કાગળ મધ્યે લખીશું. સંવત ૧૯૪૬ના ફાગણ વદ ૧ ને શુક્રવાર. લી. મોતીરામ જીવણરામના જેગોપાળ વાંચજો.

સહી વખતચંદ હીરાચંદ.

૧૦૦૦




લંડન, તા. ૧૩મી માર્ચ ૧૮૯૦

પૌન્ડ ૨૦૦૦

આ દેખાડ્યા પછી દિવસ ચાર પછી મુંબાઈમાં લન્ડન જૉઈન્ટ સ્ટૉક બેન્કને અથવા તે જેને આપવા કંહે તેને આ પૌન્ડ ૨૦૦૦ પુરા રોકડા ચુકતે આપજો: અને કાગળમાં લખ્યાપ્રમાણે અત્રેની પેઢીને ખાતે ઉધારજો.

(સહી) જેમ્સ થૉમસનની કંપની.



મુંબાઈ, તા. ૨૫મી માર્ચ ૧૮૯૦.

પ્યારા સાહેબ અમરસિંગ પિલાજી સુબેદાર,

ચાલતા માસની તારીખ ૩૧ મીને દિવસે અમારે કેટલાંક ભારે બીલ ચુકવવાનાં છે તેથી તમો તમારો છેલ્લો હિસાબ મેહેરબાની કરીને તે તારીખ પહેલાં નક્કી કરશો તો મોટો આભાર થશે.

હું છું સાહેબ,

તમારો તાબેદાર સેવક,

પરશોંતમદાસ ખીમજી.

મુંબાઈ, તા. ૨૮ મી માર્ચ ૧૮૯૦.

શેઠ સાહેબ પરશોતમદાસ ખીમજી.

આપના ઉપર લંડન નેશનલ બેન્કનો એક ચેક રૂ. ૨૭-૫-૬ નો મારા છેલ્લા હિસાબને પેટે મોકલ્યો છે. તે આપને પોહોંચેથી બનતી સગવડે તેનો જલદી જવાબ લખશો.

હું છું સાહેબ,

તમારો તાબેદાર સેવક,

અમરસિંગ પિલાજી સુબેદાર.

કલકત્તા, તા. ૧લી ડીસેંબર ૧૮૮૭.

પ્યારા સાહેબ - નસરવાનજી નવરોજજી નરીમાન,

મારી ઑફિસમાં એક મદદનીસ ક્લાર્ક ચાલતા મહિનાની ૨૫મી તારીખે તેને બીજી સારી નોકરી મળવાથી મારી ઑફિસ છોડી જનાર છે. તેથી મને અનુકૂળ આવે તેવો એક વિશ્વાસુ માણસ જો તમારી જાણમાં હોય તો તેની પાસે જલદી અરજી કરાવી મારા તરફ મોકલશો તો હું આપનો મોટો આભારી થઈશ.

હું છું સાહેબ તમારો વિશ્વાસુ,

ચાર્લ્સ ફીલ્ડ.

કલકત્તા, કેમ્પ સ્ટ્રીટ,

તા.૨૨મી નવેમ્બર ૧૯૮૭.

ચાર્લ્સ ફીલ્ડ એસ્કવાયર,

કલકત્તા.

સાહેબ,

મને મી० નસરવાનજી નવરોજજી નરીમાન તરફથી ખબર મળી છે કે સાહેબને મદદનીસ ક્લાર્કની જરૂર છે. તો હું તે જગાને વાસ્તે ઉમેદવાર છું. તેથી અરજ ગુજારૂં છું કે-

મેં સાતમું ધોરણ પસાર કરીને હમણાંજ સ્કૂલ છોડી છે. અને મારી ચાલચલગત અને કાબેલીયત્ત બાબેનાં સારાં સર્ટિફિકેટ જો સાહેબ માગશો તો હું તમારી હજુર રજુ કરીશ.

હું છું સાહેબ, તમારો તાબેદાર,

ગંગાદાસ વિઠ્ઠલદાસ શેઠ.

મુંબાઈ,તા.૧૨મી માર્ચ ૧૮૯૦

મારા પ્યારા જમશેદ બખ્તીઆરજી મુસ.

આવતે બુધવારે તમારી સ્કૂલમાં અર્ધા દિવસની રજા છે તે વખતે જો તમો સાંજના અમારે ત્યાં આવશો અને સાંજનો વખત અમારી સાથે ગુજારશો તો અમે ખુશ થઈશું. કારણ કે મારો ભાઈ રૂસ્તમ છેલ્લા અઠવાડીઆમાંજ ઈંગ્લાંડથી આવ્યો છે. અને તેણે તે દેશથી જે નવાઈની ચીજો આણી છે તે જોઈને તમો ઘણા ખુશ થશો એવી મારી ખાત્રી છે.

તમારો નીમકહલાલ દોસ્ત,

કેકોબાદ બામજી દારૂવાલા.

મુંબાઈ, તા. ૧૩મી માર્ચ ૧૮૯૦.

મારા પ્યારા કેકોબાદ બામજી દારૂવાલા,

આવતા બુધવારનો અર્ધો દિવસ તમારી સોબતમાં ગાળવાના તમારા માયાળુ તેડાને વાસ્તે હું તમારો ઘણો આભારી છું. પણ લખવાને દિલગીર છું કે તે દિવસે રૂમીની સાથે કોલાબે જવાને બંધાયલો છું તેથીં તમારૂં માયાળુ તેડું કબુલ રાખી શકતો નથી. પણ જો તેપછીના શનિવારે તમને સગવડ હોય તો હું ઘણી ખુશી સાથે તમારે ત્યાં આવીશ.

હું છું તમારો વિશ્વાસુ,

જમશેદજી બખ્તીઆરજી મુસ.

સને ૧૮૯૦ તારીખ ૨૦ મી માર્ચ ને વાર ગુરૂવાર મુંબાઈના રેહેનાર પોહોંચાજી સોરાબજી મેહેતા. જોગ લી. પેસ્તનજી એદલજી ભરૂચા જત રૂ ૫૦) અંકે પચાસ પુરા રોકડા દેવા દેશ પરદેશ દેવા જ્યારે ધણી માગે ત્યારે દેવા. એનું વ્યાજ માસ એક ૧) ના ટકા ૦॥। (પોણા) લેખે ચડે તે ભરીપુરી આપીએ સહી. એમાં કશો વાંધો નહીં. આ ચિઠ્ઠી અમાએ અમારી અકલ હુશીઆરીથી લખી આપી છે. તે બાપના બોલ સાથે પાળીએ સહી.

અત્ર સહી તત્ર સાખ

પેસ્તનજી એદલજી ભરૂચા. ૧ જગજીવન આણંદજી

ધણી બે હજુર સાખ.

મુંબાઈ, તા. ૪ થી ફેબ્રુઆરી ૧૮૯૦.

રાજમાન્ય રાજશ્રી પ્યારા સાહેબ જેઠમલાલ મુકરજી મુંનશી

સુરત.

વિનંતી જે અહીં સર્વે ખુશ છે. આપના તરફથી સારા સમાચાર જાણવા ઈન્તેજાર છું. હાલમાં આપના લખ્યા પ્રમાણે સામાન મોકલવા બની શકે તેમ નથી. કારણ હું ઘણા અગત્યના કામમાં રોકાઈ ગયો છું. માટે થોડા દિવસ પછી રવાના કરીશ.

લાં. સેવક,

આત્મારામ કુબેરદાસની

સલામ માન્ય કરશો.

સને ૧૮૯૦ તાં.૨૦ મી માર્ચ શા. જગજીવનદાસ ઝવેરચંદ જોગ લી. કહાંનદાસ મકનદાસ. જત તમારૂં મુંબાઈમાં ગનબાવાના કુવા આગળનું ઘર તેના પહેલા માળના નં.૫-૬ ના બે ઓરડા અમોએ ઉપરની તારીખથી દર મહીને રૂ ૨૦) ના ભાડાના ઠરાવથી ભાડે રાખ્યા છે. તે ભાડું ચઢેચઢ્યું આપીએ અને ઘરધણીના હુકમ પ્રમાણે ખાલી કરી આપીએ તેમાં કંઈ વાંધો નહીં.

કહાનદાસ મકનદાસ સહી.

ભુલ્યો મન ભમરા તું ક્યાં ભમ્યો ભમ્યો દિવસ ને રાત;
માયાનો બાંધેલો પ્રાણીઓ સમજ્યો નહી સુધ વાત - ભુ.
કુંભ કાચો કાયા જાવરી જોઈને કરો ને જતંન;
વણસતાં વાર લાગે નહીં રાખો રૂડું રતન - ભુ.
કેનાં છોરૂ કેનાં વાછરૂ કેનાં માય ને બાપ;
અંત કાળે જાવું એકલાં સાથે પુન્ય ને પાપ - ભુ.
જે ઘેર નોબત વાજતી રૂડા છત્રીસ રાગ;
ખંડેર થઈ તે ખાલી પડ્યાં કાળા ઉડે છે કાગ - ભુ.
જીવની આશા ડુંગર જેવડી, મરણ પગલાની હેઠ;
મોટા મોટા મરી ચાલીઆ લાખો લખપતી શેઠ - ભુ.
ઉલટી નદી પુર ઉતરી જાવું પેલેરે પાર;
આગળ નીર નો નહીં મળે જોઈએ તે લેજો હાર - ભુ.
સત્ કર્મ સદ્ વસ્તુ વોહોરજો ઈશ્વર સ્મરણ સાથ;
કબીર જુહારીને નીસર્યા લેખું સાહેબને હાથ - ભુ.

એડ્રેસ (સરનામું.)

| | |
|---|---|
| શેઠ ડોસાભાઈ નશરવાનજી વાડીઆ, એમ. એ.<br>પ્રીન્સીપાલ, સર જમશેદજી જી. પા. બે. ઈન્સ્ટીટ્યુશન,<br>મુંબાઈ. | |
| ટી. બી. કર્કહૅમ એસ્કવાયર,<br>એજ્યુકેશનલ ઈન્સ્પેકટર, મધ્યવિભાગ,<br>પુના. | |
| મી. માણેકશા જેહાંગીર કરાણી,<br>પારસી બજાર, ઘર નંબર ૧૭-૧૮,<br>કોટ, મુંબાઈ. | |
| રાવસાહેબ વામનરાવ વિશ્વનાથ,<br>રવિવાર પેઠ,<br>પુના. | |

બૉમ્બે સિટિપ્રેસ. ગિરગામ. મુંબઈ.

# સૂચના.

નાં૦ ૧ ગુજરાતી તથા બાળબોધ ( મોટા કદના પોકળ ) મુળાક્ષર તથા આંકડા.

નાં૦ ૨ ગુજરાતી તથા બાળબોધ ( મધ્યમ કદના પોકળ ) શબ્દો તથા વાક્યો તથા આંકડા.

નાં૦ ૩ ગુજરાતી તથા બાળબોધ ( મધ્યમ કદના પોકળ ) જોડાક્ષરી શબ્દો તથા વાક્યો.

નાં૦ ૪ ગુજરાતી તથા બાળબોધ ( નાના કદના પોકળ ) વાક્યો.

નાં૦ ૫ ગુજરાતી તથા બાળબોધ ( ઝીણા કદના ) વાક્યો.

નાં૦ ૬ ગુજરાતી ( વ્યવહારોપયોગી હરેક જાતના લખાણ કરવાની તથા વેપાર સબંધી હિસાબ લખવાની રીતના નમુના. )

અંગ્રેજી વગેરે ભાષામાં સારા અક્ષરે લખવાને બાળકોને જેવી સરલતા ડાર્નલ્સ વગેરેની કોપીથી મળે છે તેવી સરલતા આજ દીન સુધી ગુજરાતી બાળકોને ન હોવાથી તે ઢબ ઉપર અમોએ આ **લેખન કળા** રચવાની કોશેશ કરી છે પરંતુ તેનો સારો ઉપયોગ કરવવાનું સઘળું કામ શિક્ષકોના પરિશ્રમપર આધાર રાખે છે. લખવાનું શુરૂ કર્યા પેહેલા કલમને એવી રીતે વાંકી કાપવી કે જેની જાડાઇનું પ્રમાણ અક્ષરના કાનાના કાપાને બરોબર મળતું આવે વળી શિક્ષકોએ તેજ કાનાના કાપની બરાબર છોકરાઓને કલમ પકડતાં શિખવવી.

આ ચોપી સન ૧૮૬૭ના આક્ટ ૨૫ પ્રમાણે રજીસ્ટર કરાવી છે.

**ધી ઇન્ડીઅન સ્ટુડન્ટસ ગુડ હેન્ડ રાઇટીંગ કોપી બુકસ.**

એવા નામની અંગ્રેજી કોપીઓ આ કંપનીની બનાવેલી છે તે પણ એજ કંપનીમાંથી મળશે, કીમત બે આના.